# સંગીત સતિ ભદ્રા નાટક.

લેખક—

**જોશી શીવશંકર મોહનલાલ.**

તા. વીસનગર **મુ. પાલડી** પોસ્ટ ઉમતા

પ્રકાશક—

**વીરનાથ ગંગાનાથજી.**



ધી એડવર્ડ પ્રી. પ્રેસમાં અંબાલાલ હરગોવનદાસ મહાદેવે છાપ્યું.
ઠે. જુની મુનસફ ઓફ—અમદાવાદ.

સંવત ૧૯૮૧ નકલ ૧૦૦૦ સને ૧૯૨૫

**કીંમત રૂ. ૦-૮-૦**

# સંગીત સતિ ભદ્રા નાટક.

લેખક—

જોશી શીવશંકર મોહનલાલ.

તા. વીસનગર  મુ. પાલડી.  પોરટ ઉમતા

પ્રકાશકઃ—

વીરનાથ ગંગાનાથજી.



સંવત ૧૯૮૧  નકલ ૧૦૦૦  સને ૧૯૨૫

કીંમત રૂ. ૦-૮-૦

પાત્રો.

| | |
|---|---|
| સુત્રધાર... ... ... ... | ...ખેલ ભજવનાર |
| નટી ... ... ... ... | તેની સ્ત્રી |
| વીદુશક... ... ... ... | સુત્રધારનો મીત્ર |
| દંતુશા... ... ... ... | ત્રાંબાવટીનો નગરશેઠ |
| કૃષ્ણાબા ... ... ... ... | ...દંતા શેઠની સ્ત્રી |
| લલીતા... ... ... ... | દંતાની દીકરી |
| કસ્તુર ... ... ... ... | ... દંતા શેઠના પુત્ર |
| ભાળારામ ... ... ... | ત્રાંબાવટીનો બ્રાહ્મણ |
| વીરચંદ ... ... ... | ...ગંગાવરનો શેઠ |
| ભદ્રા ... ... ... | ...તેની પુત્રી |
| આણંદબા, સુભગા, ગૌરીબા ... ... ... | બેનપણીઓ |
| દેવીબા ... ... ... | ભદ્રની માતા |
| લાખો... ... ... ... | એક વેપારી વણજારો |
| સુરાજી... ... ... ... | એક ચોર યા તસ્કર |
| ત્રંબકસેન ... ... ... | ત્રાંબાવટીનો રાજા |
| સુરજબાઈ, સુનતાબાઈ ... ... | ...વણજારાની સ્ત્રીઓ |
| પુષ્પાવતી... ... ... ... | મણીપુરની ગુણકા |
| વીક્રમ ... ... ... ... | ઉજ્જેનનો રાજા |

# અંક ૧ લો.

## પ્રવેશ પહેલો.



**સુત્રધાર અને નટીયો સાથે પ્રવેશ કરે છે.**

ગુણપતિ લાગુ પાય વંદુ દેવી ગુણપતિ લાગુ પાય—ટેક.
કમળ જેમ આદિક ચરણ કમળમાં, સોળ ચિન્હ સુખકાર—વંદુ.
કોમળ પક્તળ કમળ સરીખાં, પુજારી શક્તી પદમાંય—વંદુ.
અષ્ટસીધી કર જોડીને ઉભી, જય જય શબ્દ ઉચાર—વંદુ.
નખ શીખ સુધી નાથ નીરખતી, પુજારી સતી હરખાતી અપાર—વંદુ.
ચંદન પુષ્પને શ્રીફળ ચોખા, લઇ પુજ્યા મોરાર—વંદુ.
વીમળ વાણી દેજો દેવા, લળી લળી લાગુ પાય—વંદુ.
મુદમતી હરી હરજો હમારી, શીવ શંકર તુજ દાસ—વંદુ.

નટી—હે! ગણેશજી આજે શેનો ખેલ ભજવવાનો છે.

સુત્રધાર—હે, પ્રિયા આજે સતિભદ્રાનો પાઠ ભજવવાનો છે.

નટી—વાહ, આજે તે વાત સુણી મને બહુજ આનંદ થયો પણ આપણા મીત્ર વીદુશકની મદદ માગો તો સારૂ (મેગ કરી જાયછે)

આશાવરી.

સુત્રધાર—નાટક પાત્રનો વેશ સજાવ્યો હજુ કેમ વીદુશક ના આવ્યો
વીદુ—(પ્રવેશ કરી) આવ્યો વેશ રચાને વીચીત્ર ફરમાવો હુકમ હવેમીત્ર.
સુત્રધાર—આજ રંગભોમીમાં આજ રંગભોમીમાં સતીભદ્રા નાટક
ભજવવું તેમાં ખપ છે તારો સજન હસવા હાસ્ય વચન
બોલી આજે શું મહેનત તું ખેલ બરાબર તું અંતર ખોલી

**વીદુશક**—લચપચતા નવ લાડુ, નીત જમવાની ટેવ પડી મુજને
જો તે મુજને મળશે સુત્રધાર હું બજવીસ સેવા સારી

**સુત્રધાર**—જરૂર વીદુશક જમજે જરૂર વીદુશક જમજે !
સવારના પહોરમાં સીધુ મળશે સારૂ.
રંગે હાસ્ય પ્રસંગે બજવજે તું ચતુર કામ તારૂં.

(સ્વાગત) એમ કહી ચાલ્યો જાય છે.

**વીદુશક**—

મારી વીજળીને કેમ લાગી વાર મારી વાલીને કેમ લાગી વાર.

**વીજળી**—આજ્ઞા આપો આવી સ્વામીનાથ.

**વીદુશક**—પ્રીયા આજે આપણે ઉત્તમ ખેલ ભજવવો છે તો આ સભાનું મનરંજન ગાયન બોલો—(વીજળી બોલે છે.)

**રાગ—આશાવરી.**

રૂડુ ત્રાંબાવટી જ્યાં નગ્ર બસે ત્રંબકશેન ત્યાં રાજ
પાળે ધર્મ પોતાનો સહુજન, પ્રભુ ચરણુમાં તેમનું મન.
પરમ પવિત્ર વસે વણીક, નામ દંતા શેઠ સુધીર
ધનવંત સુભગર સુત્ર, કસ્તુરચંદ નામે છે પુત્ર.
બુદ્ધીસાગર ગુણુ ભ ાર, પુત્ર વરષ થયાં છે અઢાર.

**પ્રવેશ ૨ જો.**

શેઠ દંતુશા સ્ત્રી સાથે પ્રવેશ કરે છે.

**શેઠાણી**—સ્વામી આપણા દાકરાને સમજાવી પરણવાને કબુલ કરાવો તો બહુ સારૂ.

**શેઠ**—એતો ખઇ પણ ક્યાં કહ્યું માને છે.

(સ્વગત) એવામાં કસ્તુર પ્રવેશ કરે છે તેને જોઇ શેઠ કહે છે.

શેઠ—હે પુત્ર એક મારૂં વચન રાખીશ તો ઘણું સારૂં

પુત્ર (કસ્તુર)—પીતાજી આપની શી આજ્ઞા છે.

શેઠ—દીકરા તમો તમારે યોગ કન્યા વરો અને નહી વરો તો શોક મેં'ણાં દેશે માટે વીચાર કરો.

કસ્તુર—પીતાજી આ જુઠી માયા છે અને સર્વે જગતનું સુખ કાચું છે તો મને સંસારમાં કંઇ સાર જણાતો નથી અને સ્ત્રી છે તેજ દુઃખ અને શોક ઉપજાવનાર છે.

શેઠ—દીકરા દુઃખ નહિં પણ સુખ આપનાર તથા સ્વર્ગે લઇ જનાર, જેકે—ગૌતમ, યા જનક, વશીષ્ટ, તુલસીદાસ એવા અનેક રૂષીઓ પણ સંસારી હતા ને સંસાર—માન [illegible] દેવગ[illegible] પામેલા તો સારૂં હું માનવુંજ પડશે.

કસ્તુર—મનમાં વીચાર કરી કે જો ના કહીશ તે વેગ[illegible] પિતાજી મારા ઉપર કોપાયમાન થાય તે ઠીક નહી પણ કંઇ બીજી યુક્તી કરવી એમ વીચારી પીતાજીને કહે છે. હે ! પીતાજી હું તમારા વચનને માન્ય આપું છું પણ મારો દોહરો જે સ્ત્રી પુરો કરે તેની સાથે લગ્ન કરવું

શેઠ—ભલે તે પણ બહુ સારૂ દોહરો તૈયાર કરો.

દોહરો.

કર ડાબામાં કામની સંગત્રી ઢારે સુઢ,
જેમ કીરણ દીનકરતાં તણાં રાખી શકે તે કોણ
રણમાં લુજણ જાય વાઘ શું બાથે બળગે,
હાથી દંતશણુ હાથ કરીલે આળવ અળગે,
ચડે મેરૂ ગીરીરાજ શીઘ્ર જઇ સીંહને અરપે,

મણીધર મણી મરોડ હોડ અરણુવ જળ પેસે
લે ગઢલખ કરોડ બાજુ શુધ વતાવળે
અગમની ગમ વક્ષણુ લહેતો એવેસો તનથી તકે
કસ્તુર—પીતાજી આ દોહરો કોની સાથે મોકલવો.
શેઠ—આપણા કુળગોરને આપો, (ચાકર જાય છે)
આતુારામ ભાળારામ—કેમ શેઠજી શું કામ પડ્યું ફરમાવશો
શેઠ— મહારાજ આ દોહરો લઇ દેશમાં ફરવા નીકળો કે જે

જી પુરો કરે તેના પીતાને મળીને કન્યાનું માગુ કરજો.

દોહરો લઇ બ્રાહ્મણ દેશવિદેશે ફરતો ગંગાધર ગામમાં આવી પહોંચ્યો ઘણા દેશ ફર્યો પણ દોહરો પુરો ન થવાથી ઉદાશ થઇ ગંગાધર ગામમાં બગીચામાં આરામ લેવા ઉતર્યો અને ત્યાં સુખેથી સુતો છે.

## પ્રવેશ ૩ જો.

ગામ.

ગંગાધર—ભદ્રા—સાણંદબા—સુભગા—ગૈરીબાઇ—સર્વે બગીચામાં રમવા આવે છે.

ભદ્રા—ચાલો બેનો આજે આપણે એક ગરબો ગાઇએ.
સાહેલીયો—બહુ સારૂ ચાલો ત્યારે

(રાગ—નટવર વસંત થઇ નાચી રહ્યો.)

આ તન રંગ પતંગ પણુ ઉડી જશે,
ઉડી જસે જરૂર ઉડી જસે—આ તન૦
સાખી—કાચી કાયા આ બની, તેનો સો વીશ્વાસ,
અંત સમે આ સર્વેનો, જરૂર થાસે નાશ.

આ તનરૂપ તારૂં તુટી જસે—આ તન૦
સાખી—જુઠી માયા જગતની જુઠા જગ વહેવાર,
તેમાં મન મોહી રહ્યું પણ અસાર છેજ સંસાર.
હરી ભજનથી છોટા સૌ મોટા થસે—આ તન૦
સાખી—પ્રભુ ભજન હથીયાર છે, કાળતણું હણનાર,
સ્મરણ સીતારામનું કરીએ ધરી મન પ્યાર.
શીવ સતીયા જુગ જીતી જસે—આ તન૦
(આમ રમતાં રમતાં મુસાફર બ્રાહ્મણ તરફ દ્રષ્ટી ગઇ)
ગૌરીના—જુઓ જુઓ બેનો પેલો કોણ મુસાફર હસે.
સાણંદબા—ચાલોઆપણે પુછીએ
સુભગા—તમો કોણ છો ? અને ક્યાંથી આવ્યા છો શા કામે આવ્યા છો.

બાળારામ—બેન હું ત્રાંબાવટીથી એક દોહરો લઇ નીકળ્યો છું. પણ હજુ કોઇએ પુરણ કર્યો નથી.

ભદ્રા—લાવો દોહરો તો બતાવો (દોહરો હાથમાં લેઇને અહા ? આ દોહરો શું ભારે અટકાવા જેવું છેજ નહી)

વેણી વાસુકી નાગ માગ સવાગજ કેરો ભરજોબન વણાંગ
વપુ સુંદર વર વસે મહુ આકારે વદન મનમોહન મહા મુખે
અંબુજદલશાં નેણ વેણ અમૃત જગમે જાણે કામ કટારીયો
દંત બત્રીશ દાડમકળી ભાગ્યસુભાગ્યની ભામની તે તુજને ભદ્રામળી

આશા—બેન તમોએ દોહરો પુરણ કીધો પણ તમારા પીતાજી ક્રુર રહે છે.

ભદ્રા—સુદ મહીમાં વીરચંદ્રશાનું ઘર પુછતા આવો.

( સ્થળ--વીરચંદશેઠનું ઘર અને શેઠ શેઠાણી સાથે )

(શેઠ મહારાજને આવતા જોઇને)

શેઠ--પધારો મહારાજ પધારો કોણ છો ને ક્યાંથી આવ્યા છો?

બાળા--ભાઇ. ચાંપાવટીનો વીપ્ર છું. ને દોહરો લઇ અહીં આવ્યો છું.

શેઠ--કોણે આપ્યો છે.

બાળા--શેઠ કસ્તુર દંતાશેઠના દીકરાને કન્યા માટે

દોહરાની સરવે હકીકત જણાવે છે અને સેઠ લગ્ન લખી મહારાજની સાથે મોકલે છે. બાળારામ ઘેર આવે છે, ને લગ્ન સેઠને આપે છે.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ.

(ચાંપાવટી, દંતુશેઠ, કુષ્ણાબાઇ, કસ્તુર સરવે.)

મહારાજ દોહરો તથા લગ્ન આપે છે.

શેઠ--મહારાજ આ દોહરો કોણે પુરો કર્યો ને લગ્ન કોણે મોકલ્યું.

બાળા--આ દોહરો ગંગાધરમાં શેઠ વીરચંદની દીકરી ભદ્રાએ પુરો કર્યો છે. (લગ્ન પણ તે શેઠે મોકલ્યું છે)

હવે શેઠ જાનની તૈયારી કરી અને ચાલતા થાય છે ગંગાધર ગામ આવી પહોંચ્યા અને વર-કન્યા પરણી રહ્યાં અને ભદ્રા તથા તેની સાહેલીઓ સરવે જનીવાસે બેસી અરસપરસ વાત-ચીત કરવા લાગી.

**(રાગ-બહેનો પતિવ્રતા નીજ ધર્મ તમે સ્વીકારજોરે.)**

**સાહેલીઓ—**

સૈયર સીયળ આભુશણુ સદાય અંગે ધારીયેરે.
પતિ સેવામાં માની અતી આનંદ
એવા શણગારોથી સદાય અંગ શોભાવીયેરે.
ઝાંઝર તો ઝરણાતણું કંચુકી કંથ વચન
હાર નાથ નામનો પેરો ધરી મન ભાવ
સાડી શીયળ સુંદર ઓઢોયે તે સાથ—એવા શણગારોથી.
નાથ નામની નથણી, હુકમ હૈયાનો હાર.
સબુરીનાં સાંકળાં, વીચાર વીછવા આપ.
પતી દર્શનમાં માનીએ સદા સુખ—એવા શણગારોથી.
અમર તો આજ્ઞાતણું, ચુડો ચીત વીચાર
પેહેરે પ્રીતે પ્રેમદા, ધન્ય ધન્ય અવતાર.
સેવા સાળુ પેરી સદાય કંથ રીઝાવીયેરે—એવા શણગારોથી.
આજ્ઞા વડીલની પાળીએ, કરીએ શુદ્ધ વિચાર
શીવ સંતોષ રાખીને, ભજીએ નાથ આધાર
ભાળા મનની લઇ સ્વામી સેવા ઉઠાવીએરે—એવા શણગારોથી.

**ગૌરીબા**—બેન ભદ્રા બેસો હું જરા મારી માતાજી પાસે આવું.

**સુભગા**—ભદ્રા બેન હું પણ જઉ છું

**ભદ્રા**—કેમ બેન શું મને એકલી મુકી જશો.

સુભગા—ના,ના, બેનફીકર ન કરીશ પા કલાકમાં પાછી આવીશ

(સાહેલીઓ જાય છે ને કસ્તુર આવે છે.)

ભદ્રા એકદમ હીંચકા ઉપરથી ઉઠી બાજુએ ઉભી રહી છે કસ્તુરે હાથ પકડી જોરૂ બેસાડી.

કસ્તુર—હે સ્ત્રી, તમોને એક હુકમ છે કે જ્યાંસુધી હું તને તેડવા ન આવું ત્યાંસુધી તારે મારા શહેરમાં આવવું નહિ.

ભદ્રા—ભલે જેવો હુકમ પણ મને તમારૂં ગામ ક્યારે બતાવશો.

કસ્તુર—હે સ્ત્રી ! ત્યાં કોઇપણ જોવા જેવું નથી પણ મારા પીતાએ એક મહાદેવનું દેવળ બંધાવ્યું છે ને મહાદેવનુંલીંગ વાંટાવાળું છે ને તેની નીચે સુરંગ ખોદી છે સુરંગ મારા ઘર સુધી છે આ વાત કોઇ જાણતું નથી.

સતીભદ્રા—ભલે સ્વામીનાથ, પણ આ દાસીને વીસારશોમાં

રાગ બ્બારાગોડી.

આપ તણી ઉપકારી રસીલા હું આપ તણી ઉપકારી,
આપ મળે દુઃખ સઘળું નીવારી—હરખે છે મનડું ભારી—રસીલા.
કૃતાર્થ દાસી તમ દરશનથી—શીરછત્ર છો સુખકારી—રસીલા.
તમવીણ દેવ દુજો નહી કોઇરે—ઝાઝુ શું કહીએ ઉચારી—રસીલા.
અનીયમ અણુયકી છો પ્યારા—વાલા ન દેશો વીસારી—રસીલા.

કસ્તુર—કાંઇ ફીકર નહીં હાલ અહીં રહો થોડા દીવસમાં આવીશું આમ કહી ચાલ્યો જાય છે અને શેઠ જાન લઇ ઘેર તરફ આવતા થયા થોડાક દીવસે ઘેર આવી પહોંચ્યા.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ચંપાવતી—દંતુશા શેઠાણી કસ્તુર વિગેરે.

કુંભણાબાઈ—શેઠજી હજુ આજ કેમ નથી આવ્યા

શેઠ—બજારમાં ફરવા ગયા હશે.

(એવામાં કસ્તુર આવે છે.)

કસ્તુર—પીતાજી આજે એક વીનંતી છે.

શેઠ—શું વીનંતી છે સુખેથી ફરમાવો.

કસ્તુર—પીતાજી મારે પાર્શ્વનાથની બાધા એવી છે કે ચાલતાં જવું ને ચાલતાં પાછા આવવું.

(સ્વગત) મનમાં કે સતી સ્ત્રી પરણ્યો પણ બરોબર કસોટી નથી થઇ માટે ત્યાં જઇ પરીક્ષા કરવી.

શેઠ—ભલે એકાએક જવું તેવી બાધા રાખતાં વીચાર ન કરવો શાને શાને માટે બાધા છે.

કસ્તુર—પીતાજી હું સ્ત્રી પરણ્યો તેનેજ માટે છે. માટે રજા આપો.

શેઠ—ભલે સુખેથી પધારો અને સાથની જાજે.

કસ્તુર—ભાળવ્યો વૈકુંઠપતિ એમ કહી ચાલતો થાય છે, અને

જ્યાં ગંગાધર ગામની મધ્યે આવેલી વીરચંદશાની દુકાને આવીને ઉભો (વેશબદલ) ગરીબ સ્થિતિથી.

વીરચંદ--કેમ ભાઇ કોણ છો ને શા કામે પધાર્યા છો.

કસ્તુર--હું ચાંપાવટી નગરીના દંતુશા શેઠનો ગુમાસ્તો હતું અને મારે સેજ તકરાર થવાથી નીકળી ગયો છું તો હવે કોઇ જગ્યાએ દાખલ થવું છે.

વીરચંદ--શો પગાર લેશો.

કસ્તુર--આપ ફરમાવો.

વીરચંદ--માસ એકના રૂપીઆ પોણોસો આપીશું પછી શી મરજી.

કસ્તુર--(સ્વગત) કે આપણે ક્યાં રૂપીઆ કમાવા નીકળ્યા છીએ ભલે તેટલા તો તેટલા (આમ દાખલ થયા.)

## પ્રવેશ ૨ જો.

(સ્થ -વણજારો પ્રવેશ કરે છે.)

ક. ગુમાસ્તો -લાગોળે પડેલા વણજારા પાસે જઇ પહોંચ્યો અને પુછયું આ માલ વેચાણ થયો છે કે નથી થયો.

વણજારો--નાજી હજુ વેચાણ થયું નથી.

ક. ગુમાસ્તો--ત્યારે શા ભાવથી આપશો.

વણજારો--અમારી પાસે લાખ પોઠી છે તો દરેક પોઠના રૂપીઆ ૧૦ હથ એવી રીતે આપવો છે.

ક. ગુમાસ્તો—હમે ત્યારે આનું (એમ કહી એકલાખની વીંટી આપી માલ લઇ વખારે ભર્યો. આ વાત શેઠે જાણી ત્યારે ગુમાસ્તાને પુછ્યું.

શેઠ—કેમ ભાઇ કેટલો માલ રાખ્યો.

ગુમાસ્તો—જો આ પાવતી (પાવતી વચિી શેઠ તરત ચમક્યા) એ મુરખા વીના પુછે આશું કર્યું મારૂં ગજુ નથી કે આ નાણાં ભરી શકાય.,

ગુમાસ્તો—શેઠ મુંજાશોમાં સૌ સારાંવાનાં થસે (એમ વણજારે પણ ઉઘરાણી ચાલુ કરી શેઠ ગુમાસ્તાને બહુ ઠપકો દેવા લાગ્યા.

કરેતુર—શેઠ હું તમોને કહું તે પ્રમાણે કરજો.

શેઠ—શું કરીએ કપાળ બોલ બોલ (જ. જોસમાં બોલે છે)

ગુ.—સાહેબ આપ તમામ જણુ યોગ્ય દાગીના પહેરીનેજ ફરો કે ધનના ઉભરાથી વણજારો ઉધાર રહે છે.

શેઠ—(કે આ પણ સારૂં બતાવ્યું) ભલે તેમ તો તેમ કરો પછી શું (શેઠના કહેવા પ્રમાણે સર્વે દાગીનાથી બની ઠની ફરે છે, સતી ભદ્રા પણ અમુલ્ય વસ્ત્ર પહેરી બારીએ બેઠી છે અને વણજારો પણ ઉઘરાણી માટે આવતાં બારીએ બેઠેલી ભદ્રાને જોઇ મોહીત થયો અને કહેવા લાગ્યો.

(વીરા વેસ્યાના યારી—એ રાગ)

આ કોની છે નારી અપસરા સરખી ઓપે અપારી—બેઠી બારીની માંય.

રૂપ અપારી દીસે ભલી નારી કા—શી કામ સ્વરૂપ

દેવાંગના દીસે અપારી ઉભી અટારી—બેઠી બારી માંય—બાઇ

ધન્ય પુરૂષ ધન્ય એ કર્મને પામ્યો ચતુર સુજાણ
જપ તપ વ્રત પુરાણ કીધાં પામ્યો હશે એ નારરે
ગુણ રૂપ અપારી દીસે ગુણકારી અંગે શણગાર ધારી-બેઠી બાર
રીના માંય.

આમ વણજારાને મોહીત થયેલો જોઇ ગુમાસ્તો આવી કહેવા લાગ્યો.

ગુ.—અરે મહેરબાન કેમ ચકીત થયા છો શા વીચારમાં મુંઝવાયા છો.

વણજારો—અરે આ કોની સ્ત્રી છે.

ગુ.—એ તો દંતુશા શેઠના દીકરાની સ્ત્રી છે.

વણજારો—અહાહા શું અજબ રૂપ આ એક રાત પ્રેમથી બોલાવે તો આ તમામ ધન કુરબાન કરૂં.

ગુ.—અરે એમ હોય તો આવો વેણ.

વણજારો—લ્યો આ મારૂ વેણુ કે એ સ્ત્રી એક રાત બોલાવે તો તમામ માલ કુલ ન કરૂં તો મારૂં સાત પેઢીનું વેણુ છે (એમ કહી વેણુ આપે છે.

ગુ.—એમ હોય તો હું જો ન બોલાવરાવું તો મારૂં વેણુ છે. (આમ સૌ અરસપરસ વેણુ આપી સૌ સૌને મુકામે ગયા.

## પ્રવેશ બીજો.

### શેઠ વીરચંદ.

શેઠાણી—શેઠજી પેલું ધન લીધું હતું તેના નાણાં આવ્યાં]

શેઠ—ના ના હજી કાંઇપણ રૈયત કીયાથી નથી (એટલામાં ગુમાસ્તો આવે છે.

ગુ.—શેઠ કેમ ગભરાયા દિસો છો.

શેઠ—કેમ ના ગભરાઉં તેંજ દુઃખમાં નાંખ્યા છે.

ગુ.—અરે નાહક શોક શાને કરવો તમો એક ઉપાય કરો.

શેઠ—શો ઉપાય.

ગુ.—બાદશાહનું એક માગુ છે કે તમારી દીકરી એક રાત પાસે મોકલે તો તમામ માલ કબુલ કરે.

શેઠ—ચુપચુપ હરામખોર આ શું બકે છે વીચાર વીચાર જરા વીચાર શું હમારી આબરૂના કાંકરા કરવા છે.

ગુ.—અરે શું રાખ ઈજ્જત, આ દંતા શેઠે અસંખ્ય ધન મેળવ્યું તે કેવી રીતે.

શેઠ—કેમ કેવી રીતે.

ગુ.—લોકોને દગા કરી હું દશ વરસ ભેગો રહ્યો શું ઈજ્જત નથી જતીને તમારી જાય છે દંતા શેઠના જેવી આબરૂ તમારી નથી. (સ્વગત શેઠે વીચાર કર્યો કે આ ઠીક છે કે લાખો રૂપીઆ બચે છે એમ વીચારી કહે છે.

શેઠ—એ તો ખરૂં પણ દીકરીને કોણ કહે.

શેઠાણી—અરે એ તો હું ઘડીમાં સમજાવું એમાં શું.

(બદા પાસે જાય છે)

## પ્રવેશ ત્રીજો.

સ્થળ—બદા ને તેની માતા મળે છે.

બદા—કેમ માતાજી શા માટે દીલગીર દેખાઓ છો.

શેઠાણી—( તું સાંભળ સૈયર મારી—એ રાગ )
શું કહું વિનંતી હમારી—દુઃખી છે જીંદગી હમારી
તુંજ વીણ સંકટ કોણ ટાળે—બળતીને કોણ ઉગારે
મને આશા અંતરમાં તારી—દુઃખી છે—૧
કહેતામાં જીવ કલપાય—કહ્યા વિના શાન્તી નવ થાય
વેણ આપો મારે હાથ—પછી જણાવું તુંજને વાત
દુખ ભાગી બનો ઉપકારી—દુઃખીછે—૨

ભદ્રા—આમ શું વદો છો પુત્રી પાસે વેણ શાનું ( મનમાં ગભરાઈને )

શેઠાણી—દિકરી તારા બાપે માલ રાખ્યો છે પણ પઇસા પુરા નથી પાડતા આપણી શાયબી પણ એટલી નથી ને વણજારો તમારૂં એક રાતનુંજ માગું કરે છે જો તમો તેને પ્રેમથી એક રાત રંગ વીલાસમાં રાખો તો આ તમામ માલ ફુલ કરે છે.

( આમ વચન સાંભળી ભદ્રાને ક્રોધ થયો ને કહેવા લાગી

(રાગ સ્ત્રી કલંક

ભદ્રા—અરે વડીલ કરોને વિચાર—સુખી ક્યાં બળી ગઈરે
કહો કઠોર વચન શાને માત—સુખી ૨
સતી શીયળનો મોટો મર્મ— સુખી ૩
પ્રાણ થકી પાળું પતીવ્રત ધર્મ—સુખી ૪
જીવ જતાં સુધી અળગુ ન થાય—સુખી ૫
તમ વચનથી ઉઠે છે જાળ— સુખી ૬
પર પુરૂષથી કરે પ્રીત— સુખી ૭

નીચ નઠારી મુણકા નારી- મુખી ૮
પર પુરૂષથી રમે જાર- મુખી ૯
ધીક ધીક તેનો અવતાર- મુખી ૧૦
ધરા આકાશ એકજ થાય- મુખી ૧૧
તો પણ ટેક મારી ન મુકાય- મુખી ૧૨
સતી શીયળનો મોટો મર્મ- મુખી ૧૩
માતા મમ બેણુનો કરજો વિચાર મુખી ૧૪

ભદ્રાના વચનથી શેઠાણીને માઠુ લાગ્યું અને લાચારીથી પોતાને મુકામે જઇ પણ મનમાં (સ્વગત) લોભ તેજ પાપનું મુળ છે. પરંતુ તો ફાની ઝેર લઇ મરવાના જુઠા ઢેંગ કરી બેઠી છે અને પ્યાલો હાથમાં છે.

ગૈરીબા નામે સાહેલી ભદ્રાને મળવા આવતી હતી તે પ્યાલો હાથમાં જોઇ બોલે છે.

**ગૌરીબા**—અરે વડીલ આ શું કરો છો.

**શેઠાણી**—આ ઝેર પીને મરવાનું ધાર્યું છે.

**ગૌરીબા**—શા માટે.

**શેઠાણી**—વણજારાએ એવું માગું કર્યું છે કે ભદ્રા એક રાત પ્રેમથી બોલાવે તો આ તમામ ધન કુરબાન કરવું પણ ભદ્રા કહયું માનતી નથી.

**ગૌરીબા**—આમ મરવાની વાત પડતી મુકી દો હું જઇને સમજાવું છું.

(ગૌરી સાહેલી ભદ્રા પાસે જાય છે.)

(મારૂ સોનાનું છે બેડુરે—એ રાગ)

સાહેલી વચન રાખોરે—કહયું માનો મારી બેનીજી.
સાને દુભાવો માત તાતરે ,,
અપમાન વડીલનું ન કીજેરે ,,
કહયું મોટાનું મન લીજેરે ,,
પણ સમો સાચવો લીજેરે ,,

ભદ્રા—સમજુ થઇશું બોલોરે—અકલ રાખો આપેજી
અણુઘટતું કેમ કીજેરે ,,
શીયળ ધર્મ કેમ છોડાશેરે ,,
પરપુરૂષ સંગ કેમ થાસેરે ,,
લોકોમાં નીંદા થાશેરે ,,
તનમાં વ્યાધી થાયરે ,,

ભદ્રા—અરે બેન આ શું છેક બોધ આવો અરે કેમ થાય શીયળવંત કેમ છોડાય ને જારી કેમ રમાય જરા વીચારો મારી બેન જરા વીચારો આવી શીખામણ કોઇને આપશોમાં કારણ કે કોઇને આફતમાં નાંખી ટેક તોડાવવી તે સારૂ નથી તું મારી સયર છે પણ દુસ્મન જેવી લાગે છે.

ગૌરીબા—અરે સૈયર હું દુસ્મન નથી પણ સારૂં બતાવું છું કેમકે અતિશય માલ બચે છે તમારી માત પણ મરતાં ઉગરે અને શીયળ વ્રત પણ સચવાશે.

ભદ્રા—બેન આ તું શું બકે છે પરપુરૂષની સાથે પ્રીત કર્યા પછી શીયળ કેમ સચવાય.

ગૌરીબા—બેન હું એક ઉપાય બતાવું તેમ કરો.

ભદ્રા—શો, ઉપાય !

ગેરીઆ—વણજારો જ્યારે આવે કે તરત અનેક પ્રકારના નીશાઓ આગળ મુકજે કે નીશાથી ભાન ભુલી જશે અને ધર્મ સચવાશે ( ભદ્રા શેજ સ્તબ્ધ થઇ)

ભદ્રા—ઠીક બેની એ પણ સારો ઉપાય કીધો હું જરૂર એ પ્રમાણે કરીશ ને વણજારાને ભુલવીશ.

ગેરીઆ—સારૂ બેન હવે હું જાઉં છું મારી મા વાટ જોતી હશે. (ગારગમાં ભદ્રાની મા મળે છે તેને સરવે વાત કરતી જાય છે)

(વણજારો પ્રવેશ કરે છે)

( રાગ—ઓ અલબેલા આવો આવો આની વાર.)

ભદ્રા—આજે ઉમગે આવો આવો આવો આવો મંદીર માંય
શાણા થઇ શાને સરમાવો મુઝાવો નહિ મનમાંય
તમ મળવા જીવ તલપે છે મારો—અકળાયે અપારરે—આજ.
કામદરોગો બહુ દુઃખ દે છે મનડુ મારૂં મુઝાય
ઉમંગેથી અલબેલા મળો તો તનને શાંતી થાયરે—આજ.
સેજપલંગ સુખેથી પધારો રમવા રંગવીલાસ.
કહું શીરનામી નહીં રાખું ખામી—અંતર મોટી આશરે—આજ.

વણજારો સતીનો અવાજ સુણી હરખાતો મહેલમાં પ્રવેશ કરે છે સતી ઘણા આદરસતકારથી પલંગ ઉપર બેસાડે છે અને અનેક પ્રકારના નીસાઓ આગળ મુકે છે વણજારો નીશાનો ભોગી પ્યાલા એક પછી એક એમ પીવા લાગ્યો અને ચાર-પાંચ પ્યાલામાં તો ગુલતાન થયો અને બેભાન થઇ પલંગમાં પડયો.

(સ્વગત) મનમાં સતીએ વિચાર કર્યો કે હવે અહીંથી દુર જવું કારણ કે શુદ્ધિ આવ્યા પછી વીઘ્ન થશે—એમ વીચારી નીચે

ઉતરી. સારી રાત્રી ગુમાવી સવારમાં વણજારો જાગૃત થયો અને લાચારીથી ચાલી નીકળ્યો. (પણ મનમાં વીચારે છે) કે મારૂં અસંખ્ય ધન ગયું અને માગું પણ ફોગટ ગયુ માટે કાશીક્ષેત્રમાં જઇ કરવતો લઇ એજ સ્ત્રી માગી લેવી. (એમ વીચારી કાશી તરફ ચાલતો થયો)

સ્ત્રીની પરીક્ષા કરવા આવેલ કસ્તુર જરૂખામાં તમામ બનાવ જોયો અને શાન્તિ મળી વળી, વીચાર્યું કે હું જલદીથી સ્ત્રીને મારે ઘેર લઇ જાઉં કારણ કે–સતી બહુ અકળાતી હશે.

હવે કસ્તુર—રજા લઇને ચાલતો થયો પોતાને ઘેર આવી માતા પીતાની આગ્ના લઇ સ્ત્રીને તેડવા એકાએક રથ લઇ ચાલતો થયો.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ–કસ્તુર સ્ત્રીને તેડવા આવે છે અને સતીને લઇ ચાલતો થાય છે.

(સર્વે મળીને સતીને વળાવે છે.)

શેઠ સ્ત્રી બંને ચાલતાં થયાં અઘોર જંગલમાં દીવસ આથમ્યો અઘોર રાત્રી થઇ એવામાં સતીનું ઝાંઝર પડી ગયેલું તે થોડેક ગયા પછી યાદ આવ્યું.

સતી—સ્વામીનાથ ? મારા પગનું ઝાંઝર ખોવાયું

કસ્તુર—તેમાં કાંઇ શોક ન ધરશો એવા ઝાંઝરો અનેક મળશે.

સતીસદા—અરે સ્વામી ઝાંઝર વીના મારાથી શહેરમાં કેમ જવાય લોક કહે કે એના પીતાને ઝાંઝર પણ મળ્યાં નથી.

કસ્તુર—તેનો શો વાંધો !

ભદ્રા—વાંધો તો ખરોજ ઝાંઝર તો શોધી આપવુંજ પડશે

(સ્વગત) શેઠે જાણ્યુ કે સ્ત્રી હઠ છે માટે પાછળ જોઉતો ખરો.

કસ્તુર—હે સ્ત્રી તું અહીં ઉભી રહે હું પાછળ જોઇ આવું છું. એમ કહી પાછા ફર્યા.

(આ વાત એક તસ્કરે સાંભળી અને ઝાંઝર તેનેજ જડેલું તેથી સ્ત્રીના હાથમાં આપી રથ હાંકી ચાલતો થયો અને રાત અંધારી તેથી સ્ત્રીએ ઓળખ્યો નહિ.

શેઠ કસ્તુર—સ્ત્રી, ન જોવાથી હાય આ શો જુલમ રથ ક્યાં ગયો સ્ત્રી ક્યાં ગઇ હવે ક્યાંથી મળશે. ( ઘણું શોધવાથી ન દીઠી) ત્યારે વીચાર્યું, હવે આ સ્ત્રીનું કોઇએ હરણ કરેલું જણાય છે માટે મળનાર નથી માટે કાશીક્ષેત્રમાં જઇ કરવત મુકાવી આવતા ભવે એજ સ્ત્રી માગી લેવી—એમ સમજી કાશીએ ચાલ્યો.

ધૂર્ત—હવે સ્ત્રીને લઇ અઘોર જંગલમાં લઇ ગયો અને સુર્યોદય થતાં સ્ત્રીએ તેને ઓળખ્યો

(રાગ—હરણ કરી કો જાય

ભદ્રા—પાપી ક્યાં લઈ જાય અરેરે—પાપી ક્યાં લઇ જાય,

કોણ તારી જાત અરેરે—પાપી.

ક્યાં ગયો મમ કંથ મુકીને—ક્યાંથી આવી તુજ પાસ

અરેરે—પાપી ક્યાં લઇ જાય.

અઘોર વનમાં અબળાને લાવી—વીજોગ પડાવ્યો શા કાજ

અરેરે પાપી ક્યાં લઇ જાય.

મારા પતીને ક્યાં મળીશ હું કેમ રહેશે મારી લાજ—અરેરે,

ભદ્રા—અરે તું કોણ છે અને મારો પતી ક્યાં છે,

તસ્કર—હું ચોર છું તારા પતીની મને કાંઇપણ ખબર નથી. તું મારી સાથે ચાલ, હું તને અનેક પ્રકારે સુખી કરીશ.

ભદ્રા—અરે ચંડાળ વીચાર પાપી હું કોઇ કાળે તારા વશ થનાર નથી.

(અરે પ્રભુ એક તું ને હું એ શીવાય બીજું કોઇ નથી એમ પ્રભુનું સ્મરણ કરે છે.

(રાગ—ડરમાં તું દીલ સાથ.)

ઉગારો દીનાનાથ અબળા ઉગારો દીનાનાથ,
એક તારો આધાર—અબળા ઉગારો દીનાનાથ.
અહલ્યા ઉગારી મીરાં તારી રાખી પંચાળીની લાજ—અબળા.
સુધનવાની સહાય કરીને હરીચંદ્રના ઝાલ્યા હાથ—અબળા.
સાવીત્રીનું સત્ય રાખી ઉગાર્યો સત્યવાન—અબળા.
સતી સહાયક થાસો જો વીજુ એક તારો આધાર-અબળા.

ચોર—અરે સ્ત્રી શાને કલ્પાંત કરે છે હું તને છોડનાર નથી. નાહક શાને શોક કરે છે.

ભદ્રા—અરે પાપી મારો કેડો છોડ. સતી સ્ત્રી કોઇના વશ થઇ નથી ને થશે પણ નહીં અરે દુષ્ટ વીચાર વીચાર

## પ્રવેશ ૨ જો.

(રાજા ત્રંબકસેન શીકારે નીકળેલો છે તે અવાજ સાંભળી ત્યાં આવે છે.

રાજા—(પ્રવેશ કરી)-અરે આ વનમાં કોનો અવાજ આવે છે

(રાજાને જોઇ ચોર નાશી જાય છે અને રાજા સતીને પુછે છે.

રાજા—ઓ બાળા આમ શાને રૂદન કરો છો તમો કોણ છો કેમ અહીં આવ્યા છો.

**ભદ્રા**—પૃથ્વીપતિ હું ત્રાંબાવટીના શેઠ ત્રંબકશાની પુત્રવધુ છું અને મારા સ્વામીનો વીયોગ થવાથી હું બહુ દુઃખી છું (એમ સર્વે હકીકત જણાવે છે)

(રાજા ત્રંબકસેન સ્ત્રી જોઇ મોહીત થઇ કહેવા લાગ્યો)

**રાજા ત્રંબકસેન**—અરે બાળા આમ દુઃખી ન થતાં મારી સાથે ચાલો હું તમોને પટરાણી કરીશ અનેક પ્રકારે સુખી કરીશ. (ભદ્રા મનમાં વિચાર કરી કે હું નહી માનું તો રાય જુલમ કરશે અને અહીં કેમ રહી શકીશ.

**ભદ્રા**—પ્રજાપાલક હું તમારી વાત કબુલ કરૂં છું પણ મેં મહાદેવનું વ્રત લીધેલું છે તેમાં ૭ માસ બાકી છે તે પછી હું આપ સાથે લગ્ન કરીશ.

**રાજા**—(આ ક્યાં આડું થયુ-ભલે ૭ માસની હું રજા આપુંછું (સતીને લઇ રાજા ઘેર જાય છે (સ્વગત ભદ્રાના મન વિચારો)

**ભદ્રા**—(મન વિચાર) અરે પ્રભુ હું ક્યાં મારો પતી ક્યાં હવે હું ક્યાં મળીશ મારા સ્વામી સાથે વાત સમાગમ પણ નથી થયો. ફક્ત મારી સાથે લાજલાજ મારા પીતાના ગામમાં પરણીને આવ્યા હતા મેં પુછયું ત્યારે એટલુંજ બોલ્યા કે મારા બાપનું બંધાવેલું મહાદેવનું દેવળ છે ત્યાં સુરંગ છે. (અરે હું શું ભુલું છું) મારા સ્વામીએ કહ્યું હતું કે લીંગ વાંટાવાળું છે તેને બાર કાઢીએ તો અંદરની સુરંગથી ત્રંબક શેઠની હવેલીમાં જવાય-અહાહા, શું મને ઉગરવાનો ઉપાય પહેલોજ બતાવ્યો છે ચાલ હવે મારા સસરાને મળુ એમ કહી રાજા પાસે જઇ મહાદેવ પુજવા જવાની રજા માગે છે

(રાગ-ઓ હનમંતા નમો ઘણા બળવંતા)

ભદ્રા—

આજ એકાદશીનું વ્રત હમારે કરવું ભોળા શંભુ કેરૂં પુજન માહરે કરવું
પુજવા પ્રેમથી આજ મંદીરે જાવું પુજી મોરારી કૃતાર્થ માહરે થાવું,
સુખકારી આજદિન આનંદિ આવ્યો, આ અઘોર દુઃખનો અંત
જરૂરજ આવ્યો.
પુજુ ભોળાને આજ ઘણા ઉમંગે પ્રીતે પરણું રાય તમારી સંગે,
રીઝે ત્રીલોકી કૈલાશનો રાય, શીવશંકર સરવે દુઃખડાં દુર જાય.

ભદ્રા—મહારાજ મારૂં વ્રત આજે પુરણ થયું છે તો મને આજ્ઞા આપો તો હું મહાદેવના દરશન માટે જઇ આવું હવે મારૂં મન તમારા સાથે કામાતુર થયું છે.

(રાગ—જાને જાનેરે મારી વાલી દાશી તું જાને)

રાજા—જાવો જાવોને ઝટ જાવોરે આજ ઉમંગેથીરે પધારો,
નોકર ચાકર સંગે લઇને, કારજ સર્વે સુધારોરે—આજે.
સામગ્રી સરવે લેજો સંભારી, શીવ પુજવા શીધાવોરે—આજે.
વંદન કરીને વર માગી લેજો, જેથી મળે લાખેણો લ્હાવોરે—આજે
શીવશંકરના સ્વામીને ભજવા, સુંદરી સુખે સીધાવોરે—આજે

રાજા—હે સ્રી શાને ગભરાય છે સુખેથી જાઓ.

રાજા—પ્રતિહાર

પ્રતિહાર—મહારાજ શી આજ્ઞા

રાજા—આ રાણી મહાદેવની સેવા માટે જવાનું કરે છે માટે ઘોડા લઇ તેની સાથે તૈયાર થાઓ.

પ્રતિહાર—(જેવી આજ્ઞા) એમ કહી તઇયારી કરે છે—રાણી મહાદેવે જાય છે

## પ્રવેશ ૩ જો.

ભદ્રા—પ્રતિહાર.

પ્રતિહાર—શો હુકમ

ભદ્રા—હું દ્વાર બંધ કરી પુજન કરૂં છું તે કોઇ ઉઘાડે નહિ તે ખાત્રી રાખજો

પ્રતિહાર—જી હુકમ

ભદ્રા લીંગ ઉઘાડી અંદર જઇ લીંગ હતું તેમનુ તેમ બેસાડી સુરંગમાં ચાલી ગઇ અને હવેલીનો દાદર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો.

શેઠ દંતાશા—કોણ છે ને કેમ સુરંગમાં ઉતરી હતી.

ભદ્રા—હું આપની પુત્રવધુ છું (એમ સરવે હકીકત જણાવે છે)
(બહુ વાર થવાથી રાજા મહાદેવમાં જાય છે.)

રાજા—પ્રતિહાર રાણી ક્યાં.

પ્રતિહાર—સરકાર દ્વાર બંધ કરી પુજન કરે છે.

રાજાએ બેચાર બુમો મારી પણ કોઇ ન બોલવાથી કમાડતોડી અંદર જુવે છે તો કોઇ ન દીઠું (એટલે ભયભીત થઇ કહેવા લાગ્યો)

રાજા—પ્રતિહાર રાણી ક્યાં ?

પ્રતિહાર—અન્નદાતા મંદીરમાંજ કમાડ બંધ કરી પેઠાં હતા.

રાજા—અરે અહીં ક્યાં છે (મન વિચાર) અરે બાળાનું રૂપ જોઇ દેવને પણ મોહ પ્રાપ્ત થાય તો મહાદેવે હરણ નહીં કર્યું હોય ખરેખર એ જોગટો ભીલડીને મોહ્યો તો મારી સ્રીને કેમ મુકે.

રાગ—ત્રીકલંક.

આહા આશો થયો જુલમ—બાળા કોણ હરી ગયું રે

જોગીએ હરણ કર્યું છે જરૂર—બાળા.
ગંગા લાવ્યો જટામાં અતીત—બાળા.
ભીલડી સાથ કીધી પ્રીત—બાળા.
જરૂર હરણનો તે કરનાર બાળા.
હવે મુજ આગળથી ક્યાં જાય—બાળા.
સ્ત્રી માટે પાડુ મારૂં તન—બાળા.
પછી સફળ કરૂં જીવન—બાળા,
પેલા ભવે પામુ એ નાર—બાળા.
નારી વિયોગે જરૂર જીવ જાય—બાળા.
એમ વિચારી કાશી રાય જાય—બાળા

**રાજા**—બેશક મહાદેવેજ હરણ કર્યું તો કાશી જઈ કરવત લઈ એજ સ્ત્રી માગી લઉં

**રાજા**—પ્રધાનજી

**પ્રધાન**—હુકમ

**રાજા**—આ રાજની સારી તજવીજ રાખજો અને હું કાશીયે જાઉં છું.

(એમ રાજા રાજ્ય સોંપી કાશીએ જાય છે અને વણજારો, શેઠ, ચોર, સરવે ત્યાં આવી પહોંચે છે.) કરવતવાળો એક પછી એક સૌની હકીકત પુછવા લાગે.

**મુકેલનાર કરવતવાળો**—વણજારજી તમો શાને કરવત લો છો.

**વણજારો**—એક સ્ત્રીને માટે કેટલોય માલ ગુમાવ્યો છે તો સ્ત્રી માટે લેવુ છે.

કરવતવાળો—કેમ ફાકાર ચોર તમો શાને લ્યો છો.

ચોર—સ્ત્રી તથા રથ સર્વે જંગલમાંથી જડયુ હતુ ને રાજાયે ખુચી લીધું તો તે સ્ત્રી માટે લેવું છે.

કરવતવાળો—કેમ રાજા તમારે શું કહેવુ છે.

રાજા—હું જંગલમાંથી સ્ત્રી લાવ્યો હતો તે સ્ત્રી મહાદેવનુ પુજન કરવા ગઇ અને મહાદેવ તેનુ હરણ કર્યું છે, માટે મરવું છે.

કરવતવાળો—કેમ શેઠીયા તમારી શી હકીકત છે.

કસ્તુર—(આ સર્વ મારી સ્ત્રી માટે આવેલ છે અને સ્ત્રી જરૂર સુરંગમાં થઇ ઘેર ગયેલી માટે મળવું નથી. એમ વીચારી બોલ્યો કે જીવતા નર ભદ્રા પામસે.

(આ ઉત્તરથી સરવે જણ કરવત ન મુકાવતાં પાછાં ફર્યા અને પોતપોતાને મુકામે ગયાં.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ભદ્રા—શેઠ પ્રવેશ.

(સ્થળ—શેઠ આવતા જોઇ ભદ્રા હરખાતી કહેવા લાગી)

રાગ આશા ગોડી

ભદ્ર—આજ દુખના દીવસ ટલ્યા ઘણા દીને સ્વામી મને મળ્યા
મારા મનના મનોરથ મળ્યા ઘણા દીને સ્વામી મુજને મળ્યા
વનમાં પડયો વિજોગ કર્મ સંજોગે બનીયો એ જોગ
દીવસ દુખના નવ જાય કહ્યા—ઘણા દીને.

દીવસ દુખના નવ જાય કળ્યા–ઘણા દીને સ્વામી.
નાથ દરસનથી સુખકારી હાવા તળ દુખમાંથી નીવારી.
મને અનંત સુખે મળ્યા–ઘણા દીને.
હું તો દાસી ચરણુની તમારી–મને ભવસાગરમાંથી ટાળી.
સ્વામી દીઠે સદા સુખ કારી–ઘણા દીને.

શેઠ—ધન્ય છે તારી બુદ્ધીને અને ધન્ય તમારી ટેકને અરે બાળા કાંઇ દુખ ધરવા જેવું નથી કારણુ કે અનેક સત્યવાદીયો અનેક દુઃખી થયા છે. હરીશ્ચંદ્ર, પાંડવ, નળ અને રામચંદ્ર જેવા પણુ દુઃખને બાદ નથી થઇ શકયું.

(આમ બાર માસ વિત્યા બાદ કૃષ્ણા કસ્તુર માતાજી સૌએ પાડોશી સાથે વાત કરતાં કહ્યું મારો દીકરો સ્ત્રીના વશ થઇ કાંઇ પણુ ઉદ્યમ નથી કરતોને શીતળ માલ વાપરે છે.

આ વાત કસ્તુરના કાને જતાં પરદેશ જવાના ઇરાદાથી સ્ત્રી પાસે રજા માગે છે, (માત પીતાની રજા પ્રથમ માગે છે.

કસ્તુર—પ્રીયા હવે મને રજા આપો તો પરદેશ જાઉ ને ત્યાંથી ધન કમાઇને માતાનુ મેણુ ટાળુ.

(રાગ—જા જાને રે મારી વાલી દાશી તું જાને

ભદ્રા—સ્વામી આ વાત મને નાં જણાવશો હું તમોને જવા દેનાર નથી અરે દુ:ખ ટળ્યા બાદ સુખ મળતામાં શું જવું છે, તમારે ધનની શી ખોટ પડી છે, માટે જવાશેજ નહી.

ભદ્રા—આ શું વદો છો નાથ હો મારા અંગતણા આધાર
કેમ છુટસે પ્યાર હો મારા અંગ તણા આધાર

શી છે તમારે ધનની ખામી
કહે દાશી શીરનામી હો    મારા ૧
વીયોગ કરી વાલા નવ જાશો
જીવના જીવન હાર રે હો    મારા ૨
આ જીભે જાવો નહી કહુ સ્વામી
શી પડી સેવામાં ખામી હો    મારા ૩

કસ્તુર—(રાગ—જા સખી જરૂખે પેલા આવ્યા પ્રાણનાથ.)
ડર નહિ લગાડનાર ડર નહિ લગાર
નહિ છોડુ પ્યાર નાર નહિ છોડુ પ્યાર
રજા આપો આજ નાર કરો નહિ વાર—ડર નહિ-૧
રજા આપી માતતાતે થયો છું તઇયાર
શીવશંકર કહે ઇશ્વર કરસે સહાય સુધરશે સહુ કાજ—ડરનહિ—૨
જાણું શું કહો એ બાળા કરી જુવો વીચાર—ડરનહિ—૩

કસ્તુર—અબળા વિચાર કરી રજા આપો શું આમ હઠ કરવી સારી

ભદ્રા—ભલે સ્વામીનાથ હું મારી જીભે જાઓ નહિ કહું મને અહી મુકી જવુ ઠીક નથી પછી આપની મરજી.

કસ્તુર—બાળા આ રંગ ભુવનમા સુખેથી રહેજે અને હું જાઉં છું કાંઇ શોક ધરસોમા.

ભદ્રા—સ્વામી વહેલા પધારજો અને અબળા પર કૃપા દ્રષ્ટીથી દર્શન દેશોજી.

કસ્તુર વહાણુ હંકારી જવા બંદર ચાલી નીકળ્યો જળ મારગે ચાલતાં છ માસ વિત્યા બાદ એક બેટ આવ્યો ત્યાં મુકામ

કર્યો વહાણુ થોભાવ્યાં નીશા થઇ સર્વે જણુ નિંદ્રવશ થયા પણુ કસ્તુર આજુ બાજુ ફરે છે એવામાં હંસને હંસલીનો અવાજ સાંભળી ત્યાં થંભ્યો. (કસ્તુર ત્યાં ઉભો છે)

હંશ—હે સ્રી આજ (આસોશુદ પુનમ) માણેક ઠારી પુનમ છે આજે સ્રીને રૂતુ દાન આપે તો એવો પુત્ર થાય કે એક વખત છીંકે એટલે રૂા. સવા લાખની કીમતનુ મોતી નાકની અંદરથી નીકળે

આ વાત સાંભળી કસ્તુરે નીશ્વાસ નાંખ્યો.

હંશ પુછે છે.

હંશ—કોણે નીશ્વાસ નાંખ્યો.

કસ્તુર—હું મુસાફર માણુસ છું યા તમારી વાત ઉપરથી નીશ્વાસ નાખ્યો.

હંસ—અરે ભાઇ દીલગીર ન થાઓ તમારે ઘેર યા (મુકામે) જઇ સ્રીને મળવું હોય તો એક કલાકમાં પોહોંચાડું.

કસ્તુર—એમ હોય તો હું તમારો મોટો ઉપકાર માનું

હંસ—શેઠ આ મારી પીઠ ઉપર સ્વારી કરો તે હું આકાશ માર્ગે (ઉડતો) લઇ જઇ સ્રીના પાસે જઈ મુકીશ (અને) પાછો પણ લાવીશ

(કસ્તુર હંસ ઉપર સ્વાર થઇ પોતાને ઘેર આવે છે.)

## પ્રવેશ ૪ થો.

(સ્થળ-ભદ્રાને કસ્તુરનો સમાગમ.)

(કસ્તુર મહેલમાં પ્રવેશ કરે છે કે સતી ઓચીંતી જાગે છે.)

ભદ્રા—અરે સ્વામી આ સમે અહીં કયાંથી (એમ કહી ગળે

વળગે છે, (સ્ત્રી પુરૂષના સમાગમ થયા પછી કસ્તુર જવા રજા માગે છે.)

કસ્તુર--પ્રીયા રજા માગુ છું.

ભદ્રા--અરે સ્વામી આ સમયે આપે પ્રેમફંદમાં ફસાવી છાના ચાલ્યા જાશો તો વિઘ્ન થશે માટે માતા-પીતા-કુટુંબીઓને મળતા જાઓતો બહુ સારૂ (એમ કહી હાથ પકડે છે.)

કસ્તુર--બાળા એ ફીકર ન કરો હું નીશાની આપી જઉં છું કે જેથી સત્ય અસત્ય જણાશે એમ કહી રૂમાલ વીંટી અને એક ચીઠી આપી. (સતી ચીઠી લઇ બત્તી પાસે વાંચવા જાય છે અને શેઠ હંસ ઉપર સવાર થઇ જાય છે (ત્યારબાદ ભદ્રા સ્વામી ન ભાળવાથી બળાપો કરી રૂદન કરે છે અરે સ્વામી અરે સ્વામી અહાહા શું મને મુકીને જતા રહયા હવે શી ગતિ થશે શેઠ શું આ ફંદમાં નાખી ગયા.

(પ્રાણપતિ તમે ઝટ આવો આ સમે).

ભદ્રા--દગો શું દીધો નાથજી તમે બહુ દુખી થાશે બાળા હવે
કપટ કરી નાશી ગયા છો કીયા જનમનું જેર
જરૂર જાણું કંથજી મારા વાલ્યું કયું વેર--દગો,
ગભરામણ આવે આ તનને બહુ મુંઝાએ મનડું
સજ્જન સૌ કોઇ વેરી થાશે રહે નહિ કો તનડું--દગો.
છ માસથી સ્વામી ગયા તા કોણ માનસે સત્ય
એંધાણી સૌ જુઠી પડસે થાસે જીવની હાણ--દગો.

અરે પ્રભુ આ શું દુઃખી થવાનો સંભવ થયો ઈશ્વર સુખમાં દુઃખ આવી પહોચ્યું ઇશ્વર આસો લેખ કે કોઇ દીવસ સુખ નહીં. ખેર પ્રભુની મરજી હવે જેમ થવાતુ હસે તે થસે એમ વીચારી ઉદાસમાં દીવસ ગુજારે છે.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

(સ્થળ ભદ્રાની નણંદ મળવા આવે છે.)

**લલીતા—**(ભદ્રાને ગર્ભવંતી જોઇને) ઓ ભાભીજી આ શું કર્યું મારા ભાઇએ તમોને સતી જાણીનેજ રાખી હતી ને આશું બન્યું.

**લલિતા—** (રાગ—કુત્રીકલંક)

ઓ પાપણી આશું કીધું કામ નફટ ફટ ફટ તુનેરે.
કાળા કર્મની તું કરનાર—નફટ ફટ ફટ તુનેરે.
ધીક ધીક તારો અવતાર નફટ ફટ ફટ તુનેરે.
ઉતમ કુળમાં ઉઠયો અંગાર—નફટ ફટ ફટ તુનેરે.
અરે તે બોળયું બાપનું નામ—નફટ ફટ ફટ તુનેરે.
ચંડાળણી આ શું કીધુ કામ—નફટ ફટ ફટ તુનેરે.
જલદી નીકળ હવે બહાર—નફટ ફટ ફટ તુનેરે.
મુને મુખ તારૂં ન બતાવ—નફટ ફટ ફટ તુનેરે.
તે તો કીધો કો સંગ વ્યભીચાર—નફટ ફટ ફટ તુનેરે.
નીકળ બાર નજર આગળ બે કાળ—નફટ ફટ ફટ તુનેરે.

**લલીતા**—અને કુકર્મ ચંડાળ નીકળ બહાર તારૂં સત્ય ખુલ્લુ થયુ બાર માસથી મારો ભાઇ ગયોને આરૂ માસનુ એ ધાન શું આ.

**ભદ્રા**—(રૂમાલ વીંટીને ચીઠી બતાવી)

જરાદયા રાખો દીલમાં ધીરજ ધરો મનમાંહી રે.
આ કાગળનો કરો વીચાર ધીરજ,
મેં તો રાખ્યું તમારૂં નામ ધીરજ,
ચીઠી વીંટીનુ છે એંધાણુ ધીરજ,

લલીતા—કાગળ ઉપરથી શું સત્ય મનાય નફટ
ધરી ચાલાકી દીસે છે ચંડાળ નફટ
ચીઠી વીંટીયો હોય અનેક નફટ
મેં તો જોયા તારા સરવે ખેલ નફટ
સતી જશુનો તુજને મમભ્રાત નફટ
તારૂં પોગળ થયુ પ્રકાશ નફટ

ચુપ થા ચુપ બકવાદ નહો એવાં એધાનો હું માનતીજ નથી આમ લલીતાનો અવાજ સાંભળી દંતુશા તથા શેઠાણી આવે છે.

શેઠ—કેમ લલીતા શાની તકરાર છે.

**લલીતા**—પીતાજી આને તો આપણુ નામ બોળ્યું અને ગર્ભ ધારણ કરેલો છે, (શેઠ ક્રોધમાં બોલે છે,)

શેઠ—અરે પાપણી ચાલ નીકળી જા બહાર દુરથા જંગલમાં ભટકી ખા હવે મારા ઘરમાં તું નહિ જોઇએ (નોકરને હુકમ કરેછે)

શેઠ—નોકર

**નોકર**—હાજર છે હુકમ.

શેઠ—આ સ્ત્રીને બાંધી અઘોર જંગલમાં મુકી આવો.
નજીક મુકતા નહિ. જલદી કરો,

શેઠના કેવા પ્રમાણે નોકર સ્ત્રીને લઇ ચાલ્યો અને અઘોર જંગલમાં મુકી પાછો ફરયો.

(હવે આ સ્ત્રી રૂદન કરવા લાગી)

વૈદરભી વનમાં વલવલે.

વારે ચઢજો વિઠલા શામળા કરજો શાય
અઘોર વનમાં એકલી, નથી કોઇનો સાથ વારે
જંગલ જનાવરો જોઇને પડે તન મારૂ
પહાડ પર્વત વિકરાળ વન ખાવાને ધાય વારે
અન્ન વસ્ત્ર વનમાં નથી ભુખે પ્રાણ પીડાય
જરૂર જનાવરો માર શે સ્વામી દર્શન ન થાય વારે
આસમે મારૂં કો નથી વેરી થયાં સજન
મુજપર રૂઠયાં રામજી થયા કુબુધી કંથ વારે
આળ ચઢાવી અળગ થયા દુખ પામે છે તન
વન દેખી વીકરાળવું દેખાય છે મન વારે

(સ્વગત) ભદ્રા—અરે વીશંભર આ અકળમતી ? શું મહેલની રહેનારીને અઘોર જંગલમાં ભટકવું. અહા દાશી દાસ સેવા ઉઠાવતાં અત્રે અહીં વનમાં નિરાધાર અમરત રૂપી ભોજનો મુકી આ ફળ પત્રો આરોગવાં બાદ સાહેલીનો સંગ છોડી વેરાનમાં રખડવું તેમ છતાં પણ સ્વામીનો વીયોગ. ખરે પ્રભુ તારી જેવી મરજી રાયને રંક ને રંકને રાય બનાવે છે (આમ વિચારમાં સતી મોરછામાં પડી થોડી વારે સુધ આવી ને જંગલ જોઇ રડવા લાગી.

## પ્રવેશ ૨ જો.

(સ્થળ–સતીને વણજારો.)

અબળાનો વેરાગી સ્વર સાંભળી વણજારો (રૂપ જોઇ મોહીત થએલો હતો તે (આવી પહોંચ્યો અને પુછવા લાગ્યો.)

**વણજારો**—અરે બાળા આ અઘોર વનમાં કેમ એકાએક રૂદન કરો છો.

**ભદ્રા**—વીરા હું ત્રંબકસેનના દંતા શેઠની પુત્ર વધુ છું ને મારો ત્યાગ કરેલો છે. તેથી આ જંગલમાં ભટકુ છું (સરવે હકીકત જણાવે છે)

**વણજારો**—બેન આમ શોક ન કરશો તમો મારી સાથે ચાલો હું તમોને દુઃખી નહિ થવા દઉં મારી બેન ગણી મારી સાથેજ રાખીશ બાદ મારી સર્વે સ્ત્રીઓ તમારી સેવા ઉઠાવશે.

(સતી વણજારા સાથે જાય છે.)

**વણજારો** કૈશંબીનગરીમાં જઇ પહોંચ્યો ભાગોળે પડાવ કર્યો

**વણજારાની** ત્રણ સ્ત્રીઓ શહેર જોવા ગઇ યાને એક ગુણકાનુ ઘર જોઇ હસવા લાગી

**ગુણકા પુસપાવતી**—અરે બાઇઓ શાને [illegible] છો. આ ગુણકાનું મકાન છે, ત્યાં તમો કેમ ઉભાં છો તમારે મારા જોડે રહેવા મરજી છે કે શું.

**વણજારી**—અમારે નથી મરજી પણ અમારો સ્વામી એક ખુબસુરત (સુંદર) સ્ત્રી લાવ્યો છે તેને લાવો તો તમારૂ દળીદ્ર પણ જાય. (સ્વગત) આ ઠીક બન્યું.

**ગુણકા**—તે ક્યાંથી આવી ને કોણ છે. તે ફરમાવો.

વણજારી—એ ત્રાંબાવટીના દંતા શેઠની પુત્ર વધુ છે. એનુ નામ ભદ્રા.

ગુણકા--એના પતીનુ નામ શું.

વણજાના—એના પતીનુ નામ કસ્તુર એમ કહે છે

ગુણકા—એના પીતાનુ ગામ અને નામ બતાવોજો.

વણજારી—બાઇ એનુ એમ કહેવુ છે કે હું ગંગાધરના વીરચંદશાની દીકરી છું અને મારી માતુ નામ દેવીબાઈ છે (બાઇ એનો ત્યાગ કર્યો છે.)

ગુણકા--એને શા માટે ત્યાગી છે.

વણજારી--એને મુકી કસ્તુર પરદેશ ગયા છે તેને બારમાસ થયા પછી તેને છ માસનુ ઓધાન છે તેજ કારણથી.

ગુણકા--ઠીક બહુ સારૂં હું આવું છું

(વણજારીઓ રાજી થઇ પોતાને મકાને જાયછે.)

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—ગુણકા શેઠાણી બની ભદ્રા પાસે જાય છે)

ભદ્રા--(શેઠાણીને) આવો બેન બેસો.

ગુણકા—હા બેન (જરા વાર સામુ જોઇને) આપ શી નાતે છો.

ભદ્રા--બેન તમારે શી જરૂર છે.

ગુણકા—પુછવાની જરૂર એજ કે મારા ભત્રીજાકસ્તુરની સ્રીના જેવો તમારા મોઢાનો ચહેરો મળતો આવે છે.

ભદ્રા--(આશ્ચર્ય થઇને) આપ કોણ છો તે જણાવો.

ગુણકા--બેન હું ગામમાં રહુ છું ને મારૂ પીયર ત્રાંબાવટી થાય,

ભદ્રા--ત્રાંબાવટીમાંજ કોને ઘેર

ગુણકા--દંતા શેઠ મારા પિતરાઈભાઇ થાય ને કસ્તુર મારો ભત્રીજો થાય,

ભદ્રા [એકદમ ઉઠી ગળે વળગે છે. અને રૂવે છે.)

ગુણકા--બેન કેમ રૂદન કરે છે.

ભદ્રા--શું મારા કરમની વાત કરતાં જીભ ઉપડતી નથી.

ગુણકા--[જરા કિંદાશાથી કેમ બા તમોને શું દુઃખ છે. તે તો કહો.

ભદ્રા--અરે હું દંતા શેઠના દીકરાની સ્ત્રી છું ને મારો ત્યાગ કરેલો છે તેથી અહીં રખડુ છું,

ગુણકા બહુ માઠુ લગાડી અરે કોણુ ભદ્રા બાઇ તારો શા ગુને ત્યાગ કરેલો [સતી તમામ હકીકત જણાવે છે.

ગુણકા--અરે બેન તું મારી સાથે ચાલ હું તને તારા પતી પાસે મોકલાવીશ બાદ શેઠને બહુ ઠપકો અપાવીશ.

(એમ કહી લઇ જાય છે ભદ્રા વણજારાની રજા લઇ જાય છે.)

અને વણજારો પોતાનો માલ લઇ રસ્તે પડે છે.

ત્યાં સતીને પુત્ર જન્મ થાય છે તે બાદ ગુણકા ઓળખાય છે. બાદ રજામાંગે છે.

ભદ્રા--બાઇ સાહેબ મને રજા આપો હું સતી તમારા જોડે રહેવા માંગતી નથી કારણકે તમો ગુણકા છો હવે હું રજા માગુ છું

ગુણકા--બેસ બેસ રઝળતી મફત નથી આવી વણજારો

વેષાણુ કરી ગયો છે. ને હું તને જવાદેનાર નથી માટે મારી જોડે રહો ને મારા જેવાં બનો.

ભદ્રા—હો કાળે નહિ થવાય એમ બને નહી.

ગુણુકા—(સ્વગત) ઘણો ક્રોધ કરીશ તો મરશે એમ કહી ધીમેથી કહે છે.

રાગ—ઝુલ (મેતાજી રે મહી તણુ મુલ બતાવું.)

ગુણુકા—ઓ મેલારે વાત અમારી વીચારો
હવે ચાલ અમારી ચાલો.

સજો સણુગાર અનોપમ અંગેરે
રમો પર પુરૂશથી રંગેરે
ઉમંગેરે વાત અંતરમાં ઉતરો હવે–૧
શીયળને છોડો આમારે
પ્રતિજ્ઞતને તોડો કામારે
આતનમાં રે રંગ ગુણુકાનો ઉતારો હવે–૨
બેસો બારીએ આવી મુજ પાસેરે
સાથી રહો છો ઉદાસેરે
હસાવી રે ભાન યારોનાં ભુલાવો હવે–૩
પતી નામ વિસા[illegible]
દીલ ચહાય ત [illegible]રે
કહયું માનીરે પતી પ્રેમ દેજો વીસારી હવે–૪

ભદ્રા—બસ કરો બસ કરો હર હર હર આ તમારાં ભાષણો સાંભળવા હું નથીજ માંગતી આ શબ્દો સાંભળ્યા કરતાં મરવું બહુજ સારૂં વીચારો જરા વીચારો (એમ કહી દેછે.)

રાગ ઉપરનો મુજબનો

ઓ અવીચારીરે તું અધર્મની કરનારી
શું વદે છે વાણી નહારી

પ્યારૂં પ્રાણથી પતી વ્રતરે
કેમ ગઇ છે તારી ગત્યરે
ઓ નફ્ટ રે તું કુકર્મની કરનારી શું વદે

તું ગુણકા જાત વિકારીરે
હું શીયળ વંતી નારીરે
સ્વામી વીણુ રે પરમુખ નહી નીરખનારી શું વદે

ફ્ટ ફ્ટ પાપી વ્યભીચારીરે
નથી તારાથી હું ડરનારીરે
કોઇ કાળેરે શીયળ નહી છોડનારી શું વદે

ગુણકા—(ક્રોધમાં) ચુપ ચુપ બકીશ નહી વધુ નહિ તો જોયુ છે આ ચૌદમુ રતન (એમ કહી ચાબુક બતાવે છે.)

ભદ્રા—અરે પાપણી હું મરવાથી બીલકુલ ડરતી નથી પણ અફ્શોશ વચન ન જણાવશો આ તારાં વાક્યો સાંભળી હૃદય ચીરાય છે.

હવે રૂદન થતુ નથી આ ધરા માર્ગ કેમ નથી દેતી.

ગુણકા—બેસ બેસ જોઇ સતી આવાજ ડોળે તગડી મુકી હશે કેમ કહયું માને છે કે નહી (એમ કહી ચાબુક મારે છે)

સતી જમીન ઉપર પડી રૂદન કરે છે ને ઇશ્વર ઉપર અરજી માફક શબ્દો બોલે છે.

એક તારો આધાર દીન બંધુ એક તારો આધાર
કાળા ગ્રહમાં બાળા ફસાણી શું થયા અજાણ—દીન
વેસ્યા ફંદમાં હું લપટાણી રાખી મન વિશ્વાસ—દીન
લાજ લેઇ વેસ્યા નહારી હું જાણીશ મહે તમારી—દીન

મરવું ભલું આથી મારે શી કરૂં રે ઉપાય—દીન
લંપટ વેસ્યા વળગી મુજને કેમ તે છુટાય—દીન
સ્વામીએ છોડી મુને કુટુંબે તરછોડી નાથ
હું નીરાધાર—દીન

**ભદ્રા**—અરે વિશ્વ પતી એક તું ને બીજી હું આ કાળરૂપી વેસ્યા કેમ છોડશે (પણ એક માસની મુદતમાં કંઇ ઉપાય સુજશે) એમ વિચારી મુદત માગે છે.

**ભદ્રા**—બાઇ હું તારા કહેવા પ્રમાણે કબુલ કરૂં છું પણ એક માસ રજા આપો.

**ગુણકા**—ભલે એમ કર પણ હું છોડનાર નથી.

(ભદ્રાએ મનમાં વિચાર્યું કે આ શીયળનું રક્ષણ કરનાર અહા વિક્રમ ઉજનની ગાદી ઉપર આબાદ છે માટે એને મારૂં દુઃખ જણાવું કે સત્ય વાદી મને જરૂર છોડાવશે એમ વિચારી કાગળ તઇયાર કરે છે.)

કાગળ

ઉજન નગર વીક્રમવીર ધર્મ ધુરંધર છે ધીર
વેલા પધારો વારે આજ રાખવા સતીની લાજ
વેસ્યા હાથ પડી છે સતી બાળા બહુ થાય દુખી
ઉગારો નહિ જો છત્ર પતી જરૂર બાળા જાશે મરી
કૌસંબી નગ્ર છે જ્યાંય વસે વેસ્યા પુષ્પાવતી ત્યાંય
વેલા આવજો આપ નહી તો અબળા કરશે ઘાત

આ પ્રમાણે કાગળ લખી બ્રાહ્મણને છાનો વીદાય કરયો બ્રાહ્મણે રસ્તો ટુંકો કરવા માંડયો.

## પ્રવેશ ૪ થો.

સ્થળ—વીક્રમ પાસે બ્રાહ્મણ કાગળ લઇ આવે છે અને કચેરીમાં આવી ઉભો રહે છે.

વીક્રમ--આવો બ્રહ્મદેવ આપ શા કામે પધાર્યા છો.

બ્રાહ્મણ--મહારાજ કૌસંબીનગરથી કાગળ લઇ આપને આપવા આવ્યો છું.

વીક્રમ--ભલે મહારાજ આપ કાગળ બતાવો.

(બ્રાહ્મણ પત્ર આગળ મુકે છે) પત્ર વાંચી તરત તઇયારી કરે છે (બાદ પણ કરે છે.

વીક્રમ--પ્રતીહાર

પ્રતીહાર--હાજર અન્નદાતાર હુકમ ?

વીક્રમ--લાવો મારો રેવંત જ્યારે બાળાને છોડાવું ત્યારે અન્નપાણી લેવું (એમ કહી રાજા તઇયાર થાય છે અને કૌસંબી શહેરમાં આવી પહોંચે છે

વેસ્યા--પધારો પધારો ધર્મ મુરતી પૃથ્વી પતી આ ગરીબ ઉપર દયા કરી.

ભદ્રા--પીતાજી આપ મારા શીયળ રક્ષણ છો એમ હું માનુ છું

વીક્રમ--પુષ્પાવતી આ કોણ છે.

ગુણકા--મહારાજ એ મારી બેન છે એ મારી પાસે રહે છે

રાજા વીક્રમ--ભલે તે હું માનુ છું પણ શીયળ તમારે શાનુ

ગુણકા--મહારાજ એનુ બોલવું સદાએ એવું છે.

વીક્રમ--બાઇ બોલ તારે ગુણકાને શીયળવ્રતને શું મશ્કરી કરે છે

ભદ્રા--મહારાજ હું ત્રાંબાવટીના દંતા શેઠના દીકરાની સ્ત્રી છું

વીક્રમ--પણ અહીં ક્યાંથી

ભદ્રા સરવે હકીકત જણાવે છે

વિક્રમ--પુષ્પાવતી બોલ સાચું આ બાઇ કોણ છે.

ગુણકા—એ મારી બેન છે
વીક્રમ—બદમાસ સીધું બોલ કોણ છે.

આથી ગુણકા ગભરાય છે ને રાજા ક્રોધથી બોલે છે.

બોલ બાળા કોણ જાત અભીમાની તારૂ આવી બન્યુ રે
અબળા કયાંથી આવી તારે હાથ અભીમાની
શાને સંતાપે છે તું છીનાલ અભીમાની
આપ રજા અબળાને આવાર અભીમાની
નહી તો તૈયાર છે આ તલવાર અભીમાની
શીયળ છોડાવા નહી કો સમરથ અભીમાની
કેમ ગઈ છે તારી ગત્ય અભીમાની
ઉજન પતી વીક્રમ રાય અભીમાની
આવ્યો સતી છોડાવા કાજ અભીમાની
સતી શીયળનો હું રખવાલ અભીમાની
આપ રજા નહી તો થશે બે હાલ અભીમાની

રાજા વીક્રમ બહુ તાપ દઈ સતીને લઇ ચાલતો થાય છે પોતાને વાસ લાવી મુકામ આપે છે ને બાદ સારી રીતે સુખી કરે છે.

## પ્રવેશ ૫ મો.

( કસ્તુરની માતા પીતાના સમાચાર )

સ્થળ—કસ્તુર પોતાને ઘેર આવે છે સ્ત્રી ન મળવાથી જંગલમાં જાય છે.

( કસ્તુર ભાગોળેથી નોકર મોકલે છે )

નોકર—(વંદન કરી) શેઠ સાહેબ આપના વીર જીવીભાઈ કસ્તુરે ભાગોળે આવી પડાવ કરયો છે.

શેઠ—ભલે બહુ સારૂ ચાલો આપણે સામા જઈએ
(સરવે કુટુંબી મળે છે.)
દંતા શેઠ—આપ ઘણા દીવસે પધાર્યાં ચાલો આપણે ઘેર.

કસ્તુર--(સ્ત્રી ન દીઠી તેથી) પીતાજી આપણી કુળ વધુ શા કામે રોકાઇ છે.

દંતા--ભાઇ એ કાંઈ કહેવા જેવું નથી.

કસ્તુર--પીતાજી આ મર્મ ભરેલાં (ગુચવાતાં) વચન ? કેમ શું બન્યું છે.

દંતા--ભાઇ તમારા ગયા પછી બાર માસે એને ગર્ભધારણ કરેલો જોઇ ત્યાગ કરેલો છે મુલક ત્યાગ કરયો છે.

કસ્તુર--અહા હા હા અરે મારાં એધાનો ન બતાવેલ (બે ભાન થઇ પડે છે) (શુધ થઇ) શું મારી મુરખાઇએ બાળાનો ત્યાગ ખરેખર મને અબળા એ કયાં મળશે અરે અવીચારીઓ માતા પીતા તમોને કાંઈ વધુ નહી બોલતો પણ એ સ્ત્રી સિવાય હું આ વનારનથી જ્યાં સ્ત્રી મલસે ત્યાંજ જળ પીવું ખરેખર અહીં રહેવું યોગ્ય નથી.

એમ પોતે એકાએક નીકળી જાય છે.

કસ્તુર ફરતાં ફરતાં ઉજ્જનમાં નદી કીનારે આવી પહોંચ્યો અને વીચાર્યું કે બાળા હવે મળનાર નથી માટે આક્ષીપા કાંઠે દેહ ત્યાગું એમ કહીકષ્ટ બેગાં લાવી બળવાના વીચારમાં પ્રાર્થના કરવા લાગ્યો.

(આ વખતે વિક્રમ આવી મળે છે)

**વીક્રમ**--અરે આ સમે કોણ બળે છે (એમ વીચારી કહ્યું કોણ બળે છે.

**કસ્તુર**--કોણ તે દુખી છે તો તમો તમારે મારગે જાવો અમારી શી જરૂર છે.

**વીક્રમ**--અરે ભાઇ તમો કોણ છો ને શા કારણથી મરો છો તે ફરમાવશો.

**કસ્તુર**--તમારે શી જરૂર છે મારાથી ગ્રાજી તકરાર કરવી યોગ્ય નથી.

**વીક્રમ**—ભાઇ હું જ્યાં સુધી તારૂં દુઃખ ન ભાગુ ત્યાં સુધી અન્ન પાણીનો ત્યાગ કરૂં

**કસ્તુર**—આપ કોણ છો.

**વીક્રમ**—હું ઇષ્ટ દેવ પ્રતાપે ઉજ્જનમાં રાજ્ય કરૂં છું મારૂ નામ વીક્રમ છે.

**કસ્તુર**—(વીક્રમ જાણીને) ભાઇ હું ત્રાંબાવટીના હંસા શેઠનો દીકરો મારૂં નામ કસ્તુર બાદ સ્રીને વીયોગે ફરૂં છું.

**રાજા વીક્રમ**—પરંતુ તમારી સ્રી નું નામ જણાવો

**કસ્તુર**—ગંગાધરના શેઠ વીરચંદની દીકરી છે એનુ નામ ભદ્રા છે.

**વીક્રમ**—ભાઇ તું ગભરાઇશ નહિ મારૂં વેણ છે માટે ચાલો સાથેજ.

( કસ્તુર રાજા સાથે જાય છે. )

## પ્રવેશ ૬ ઠો.

(સ્થળ કસ્તુર સ્રીને મળે છે.)

**વીક્રમ**—પ્રતિહાર

**પ્રતિહાર**—હુકમ દાર હાજર

**વીક્રમ**—આપણા પાસે આવેલી ભદ્રા નામે જે દુઃખી બાળા છે. તેને બોલાવો

**પ્રતિહાર**—સારૂ મહારાજા જેવી આજ્ઞા

( પ્રતીહાર ભદ્રાને બોલાવી લાવે છે. )

**ભદ્રા**—(કસ્તુરને ગળે વળગીને) **અરે** સ્વામી સ્વામી કહી વળગે છે. બાદ રાજાને પ્રણામ કરી રજા માગે છે **અને સર્વે** ચાલ્યાં જાય છે. ખેલ પુરો. ( **સંપુર્ણ** )

**સમાપ્ત.**

**લે. જોશી શીવશંકર મોહનલાલ નાગર.**

**મુ. પાલડી, વીસનગર પાસે,**